

શ્રી કૃષ્ણશરણં મમ.

# શાંતીકર્મ.

બ્રાહ્મણ સિવાય તમામ સ્ત્રી પુરૂષો માટે નિત્યકર્મ.

## ધાર્મીક બીજી પોથી.







( સુધારા વધારા સાથે. આવૃત્તિ બીજી પ્રત: ૨૦૦૦ )

સંશોધક—ભટ્ટ રામશંકર મોનજી.
મોક્ષ મંદીર—અમદાવાદ.

ભગવતિ બ્હેન વિજળીની સદ્ગતિ અર્થે

પ્રગટ કરનાર—શા. ગોવિંદલાલ નગીનદાસ
સાંકડીશેરી—અમદાવાદ.

સને ૧૯૨૨ —— સંવત ૧૯૭૮

કિંમત અમુલ્ય.



## શ્લોકો.

૧ યં બ્રહ્માવરુણેંદ્રરુદ્રમરુતઃ સ્તુન્વંતિ દિવ્યૈઃ સ્તવૈર્,
વૈદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયંતિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્‌ગતેન મનસા, પશ્યંતિ યં યોગિનો,
યસ્યાંતં ન વિદુઃ સુરાસુરગણા, દેવાય તસ્મૈ નમઃ ॥

૨ ધૈર્યં યસ્ય પિતા ક્ષમા ચ જનની, શાન્તિશ્ચિરં ગેહિની,
સત્યં સૂનુ રયં દયા ચ ભગિની, ભ્રાતા મનઃ સંયમઃ
શય્યા ભૂમિતલં દિશોઽપિ વસનં, જ્ઞાનામૃતં ભોજન—
મેતે યસ્ય કુટુમ્બિનો વદ સખે, કસ્માદ્ ભયં યોગિનઃ ॥



અમદાવાદ—સલાપોસ રોડ,
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

# બાળશાળા.

અત્યારે પોળોમાં બાળકો જ્યાં ત્યાં રઝળ્યા કરે છે. વ્યવહાર કેળવણી આપવાને જ્યાં ત્યાં સગવડ છે. ધાર્મીક કેળવણીની જેવી તેવી સગવડ છે–અને છે તેનો લાભ પણ ઘણા થોડાજ બ્રાહ્મણના બાળકો લે છે. બાકીના બ્રાહ્મણો તથા બ્રાહ્મણ સિવાયના અન્ય વર્ણો ધાર્મીક કેળવણીની આવશ્યક્તા ચૂકી ગયા છે એમ કહીએ તો કાંઇ ખોટું નથી. ધાર્મીક કેળવણીને અભાવે બાળકો નિરંકુશપણે ખોટે રસ્તે જતાં જણાય છે અને આખી જીંદગી દુઃખમય ગાળે છે. આવી દુઃખની વાતો કરીએ તો પારાવાર છે

આ વિચારને અમલમાં મુકવા માટે પોળે પોળે એક કલાક માટે બાળશાળા ખોલવી. પતાસા, પેનો અગર પુસ્તકો વિગેરેની લાલચ આપી બાળકોને ભેળાં કરવાં. પ્રથમ સુંદર વાતો સાથે કાંઇ દોહરા–પદ વિગેરે ગવરાવવા. પછી બ્રાહ્મણોને ટુંકી સંધ્યા અને બ્રાહ્મણ સિવાય અન્ય બાળકોને શાંતિકર્મ શીખવવું. આ બે પોથી થયા પછી થોડા સ્તોત્ર તથા સદ્બોધની 'ધાર્મીક ત્રીજી પોથી' પણ શીખવવી. તે પોથીઓ કેવી ઢબથી તૈયાર થઇ છે તે આ પોથી વાંચવાથી કાંઇક ખ્યાલમાં આવશે. મોટી ઉમરના સ્ત્રીપુરૂષોએ પણ આ પોથીઓ શીખવાની જરૂર છે. ધર્મ સાથે આયુષ્ય પણ વધે તેવું છે.

આ કાર્યમાં ગુરૂ તરીકે કામ કરવા માટે બ્રાહ્મણોએ પોતાની ફરજ સમજી તૈયાર થવું જોઈએ. નિયમીત કામ કરનારને દર માસે રૂ. ૩) ત્રણ આપવામાં આવશે. પેનશનર અગર નિવૃત્તિવાળા સજ્જન પુરૂષોએ આ કાર્યમાં એક કલાક આપવા કૃપા કરવી જોઇએ. શરૂઆતમાં મહેનત પડશે માટે કાયર થવું નહીં. ઉત્સાહી માણસો આ

કાર્ય ઉઠાવી લેશે તો ઘણોજ રાજી થઈશ. જરા ખંતની અને નિયમીતપણાની જરૂર છે. બાકી આટલો કલાક તો તમે ગમે ત્યાં ફેંકી દેતા હશોજી. બની શકે તેવું છે.

બહાર ગામવાળા સજ્જન પુરૂષો આ પ્રમાણે પોતાના ગામમાં કરશે તો તેમને પણ ઘણો લાભ થશે.

હાલ અમદાવાદમાં રાયપુર ભાઉની પોળમાં રાધાવલ્લભના મંદીરમાં સાંજે ૫ થી ૬ બાળશાળા ચાલે છે જોવા જેવી છે. તોફાની બાળકો ડાહ્યાં બની ગયાં છે. અને રૂડા પદો તથા દોહરા ગાય છે.

**સેવક, રામશંકર મોનજી.**

---

# નિવેદન.

**નિયતં કુરૂ કર્મ ત્વં, કર્મ જ્યાયો હ્યકર્મણ: ।**
**શરીરયાત્રાપિ ચ તે, ન પ્રસિદ્ધયેદકર્મણ: ।।** ભગ. ગી. ૩–૮

જામનગરવાળાની દુકાનમાં મીઠાઇ તો ઘણા ઘણા પ્રકારની છે પણ આપણી પાસે બે પૈસા જ હોય તો બે પૈસાનો માલજ માગી શકાય–વિશેષની ઇચ્છા કરી શકાય નહીં. તેમ સનાતન ધર્મ રૂપી મોટી દુકાનમાં સંધ્યાવંદનાદિ ઘણા પ્રકારના કર્મોરૂપી મીઠાઇ ભરી છે. પણ આપણી પાસે ધર્મ ક્રિયા કરવા માટે વખત કયાં છે! નવો જમાનો તો એમજ પૂછે છે કે સંધ્યા કરવાથી વિશેષ શું છે? કદાચ તેનો મહીમા કાંઈ જાણ્યો અગર તેવા સંસ્કારવાળા માતા પિતાને ઘેર જન્મ થયો હોય તો પણ 'No time' ( અવકાશ નથી–ફુરસદ નથી ) એવા દોષમાંથી ભાગ્યે જ બચી શકે છે. કદાચ ફુરસદ મેળવે છે તો ધર્મક્રિયાનો વિસ્તાર દેખીને તે તરફ પૂર્ણ શ્રદ્ધા રાખી શકતા નથી. પરિણામે કર્મભ્રષ્ટ થતા જાય છે. બીગડી તો

ધણી પણ ફરે તે ચરે, પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કરે છે; એમ સમજી આસ્તિક (બ્રાહ્મણ સિવાયના) વર્ણોને સંક્ષેપમાં. પોતાના કર્તવ્યનો લાભ મળે એવા સદ્‌વિચારથી આ કાર્ય હાથ લીધું છે. **अकरणे मंदकरणं वरं ।** (ન કરવા કરતાં થોડું કરવું સારૂં છે).

દેશ પરદેશના અગર સગાવ્હાલાના અગર પાડોશીના અગ- ધંધાના હજાર કામ કરતાં થાક લાગતો નથી. અલી અને ચોકાના વાતો સાંભળતાં કલાકો ચાલ્યા જાય તોપણ થાક લાગતો નથી. પણ આ કામ કરતાં જીવ થાકી જાય છે. સવારના પહોરમાં ચા પીવા વખતે રકાબી, પ્યાલો અને ચમચો (ત્રણ) લેવામાં જેટલો આનંદ આવે છે એટલો જ આનંદ તે ત્રણને બદલે બીજાં ત્રણ (પંચ- પાત્ર, ત્રભાણી અને આચમની) લેતાં આવે તો બેડો પાર. શરીરના પોષણ માટે જેમ ભોજન આવશ્યક છે તેમ મનના પોષણ માટે સંધ્યાવંદનાદિ ક્રિયાની જરૂર છે. યુરોપ અમેરિકાના તત્ત્વવેત્તાઓ પણ ૠષિ મુનીઓના ક્રિયાના બંધારણથી પ્રસન્ન થઇ ગયા છે ત્યારે આપ- ણને તે ફારસ જેવું લાગે છે. સંધ્યાવંદનાદિ ક્રિયા કરવામાં આપ- ણને પોતાને મોટો લાભ છે–તેથી આળસ ઉડી જાય છે, શરીર તથા મન બેઉ સ્વચ્છ તથા પવિત્ર થતાં જાય છે. અનુભવમાં મુકવાથી વિશેષ ખાત્રી થશે. કારણ કે જેમ ગોળ ખાવાથી ગળપણ જણાય છે તેમ સંધ્યાવંદનાદિ ક્રિયા શરૂ કરીએ છીએ તે દિવસથી જ શરીર તથા મનમાં કાંઈ ઓર ચમત્કાર જણાય છે. જૈનો સમાગ તથા પરિક્રમણના રૂપમાં અને મુસલમાનો નીમાજના રૂપમાં આવી કાંઇ ક્રિયા કરીને મનને ઉન્નત કરી રહ્યા છો. તાત્પર્ય આ ક્રિયા કોઇ નવીન અગર નુકશાન કર્તા નથી. સવારના વખતને સાવધાનતા પૂર્વક આ ક્રિયામાં વાળી લેવા ચૂકવું નહીં.

વિદ્વતા બતાવવા આ કાર્ય કર્યું નથી, કાંઈ ભૂલચુક હોય તો સુધારીને વાંચશોજી અને લખવા જેવું હોય તો રાગદ્વેષની ક્ષુદ્રતાનો ત્યાગ કરી નિર્મળ ભાવથી–સુખેથી લખશોજી; જેથી બીજી આવૃત્તિ વખતે સુધારો થઇ શકે. પાઠશાળાના શાસ્ત્રીજીઓ તથા ગુજરાતી અને અંગ્રેજી નિશાળના માસ્તરો પોતાની કલાસના બ્રાહ્મણ સિવાયના બાળકોને સંધ્યા શીખવશે અગર શીખે એવો રસમય ઉપદેશ આપશે એવી મારી નમ્ર વિનંતી છે. આ પુસ્તક વાંચનાર માતા પિતા તથા બૉર્ડીંગના ઉપરીઓ તથા પુજ્ય કથા કરનારાઓ પણ બાળકો અગર શ્રોતાઓ પ્રત્યેની પોતાની ફરજ બજાવશે એવી વિનંતી છે.

**મોક્ષમંદીર અમદાવાદ,** } **સેવક રામશંકર મોનજી ભટ્ટ.**
સંવત ૧૯૭૮ અખાત્રીજ. }

---

દોહરો—રાતે વહેલા જે સુવે, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

## અથ પ્રાતઃ સ્મરણમ્.

(બાળબોધ ભણેલા તથા સામાન્ય ગુજરાતી જાણવાવાળા પણ આ ગ્રન્થનો સારી રીતે ઉપયોગ કરી શકે તેટલા માટે શ્લોકો ગુજરાતી ટાઇપમાં છપાવ્યા છે.)

**પ્રાતઃ સ્મરામિ ભવભીતિહરં મહેશં ।**
**ગંગાધરં વૃષભવાહનમંબિકેશમ્ ॥**
**ખટવાંગશૂલવરદાભયહસ્તમીશં ।**
**સંસારરોગહરઔષધમદ્વિતીયમ્ ॥**

આંખ ઉઘડતાની સાથે આ શ્લોક બોલવો, તેથી વધારે અવકાશ હોય તો **ઓં નમઃ શિવાય શ્રીકૃષ્ણશરણં મમ, શ્રીરામ, વિગેરે**

નામ સ્મરણ કરવું. જેથી કજીઓ અગર કંકાસ થાય તેવું કાંઈ બોલવું નહીં; સાંભળવું નહીં અગર જોવું નહીં. તાત્પર્ય પ્રાતઃકાળ શાંતીમાં પસાર કરવા માટે ઘણું જ ધ્યાન આપવું. માતા પિતાને પગે લાગવું. અને સરખે સરખાને જયશ્રીકૃષ્ણ કહેવા.

## દાતણ વિધિ.

બાવળના દાતણથી મુખ ઘસીને સાફ કરવું. મસી અગર પાઉડર જેવા ભ્રષ્ટ કરનારા અગર ખરચાળ સાધનથી દુર રહેવું. દાતણને બહાને ઓટલે બેસી તડાકા મારીને નકામો વખત ગાળવો ન જોઇએ. તેને માટે દસ પંદર મીનીટથી વધારે વખત લેવો વ્યાજબી નથી.

## શૌચ વિધિ.

ગુદા તથા હાથ સાફ કરવામાં જળનો તથા માટીનો ઉપયોગ યોગ્ય રીતે કરવો. તે પછી પાંચ સાત કોગળા કરી તથા પગ ધોઇને ઘરમાં જવું.

## સ્નાન વિધિ.

સ્નાન માટે ગંદુ અગર વાશી જળ વાપરવું નહીં. બને ત્યાં સુધી ઠંડા પાણીથી સ્નાન કરવું, પ્રથમ હાથમાં જળ લઇ નીચેનો સંકલ્પ બોલવો, અને પછી "ગંગા, યમુના, ગોદાવરી, સિંધુ, સરસ્વતી, નર્મદા" વિગેરે પવિત્ર તિર્થોનાં નામ લેતાં લેતાં સ્નાન કરવું. જેઓ ચોળીને સ્નાન કરતા નથી તેઓને ખસ, ગુમડાં ખરજવાં વિગેરે થાય છે માટે ભેંશ પાણીમાં પડીને બહાર નીકળે છે તેમ ન કરવું જોઇએ. જુલફા વિગેરે સનાતન ધર્મનાં લાંછન છે, માટે શુદ્ધ માતા પિતાના પવિત્ર બાળકોને જુલફા ન હોવા જોઇએ. માથે પણ જળ રેડીને માથું ચોળી નહાવું જોઇએ.

સંકલ્પ—અત્રાદ્ય મહામાંગલ્ય ફળપ્રદ અમુક માસે, અમુક પક્ષે. અમુક તિથૌ, અમુક વાસરે, મમ શરીર શુદ્ધ્યર્થે પ્રાતઃસ્નાનમ્ અહમ્ કરિષ્યે. ( માસ, પક્ષ, તિથિ તથા વારનાં સંસ્કૃત નામો ન આવડે તો ગુજરાતીમાં બોલવાં. )

સ્નાન કર્યા પછી ટુવાલ અગર પંચીયાથી શરીરને બરાબર ધ્યાનપૂર્વક લુછીને રેશમી અગર કંતાનનું પવિત્ર વસ્ત્ર પહેરવું. તે ન હોય તો સુતરાઉ ધોએલું વસ્ત્ર પહેરવું; અને ડાબે ખભે ટુવાલ અગર પવિત્ર વસ્ત્ર રાખવું.

## સંધ્યા તથા પુજન વિધિની તૈયારી.

આ પ્રમાણે તૈયાર થયા પછી નિચે બતાવેલી સામગ્રિ પોતા સામે ગોઠવીને પવિત્ર આસન ઉપર સ્વસ્થ ચિત્તથી પૂર્વ અગર ઉત્તર તરફ ટટાર બેસવું. ઘરમાં જ્યાં વધારે શાંતી રહેતી હોય તે જગ્યા સંધ્યા તથા દેવસેવા માટે મુકરર કરવી.

[ આસન, પંચમાત્ર, ત્રભાણી, આચમની, ઘીની દીવેટ વાળી દીવી તથા દીવાસળીની પેટી, ચંદન, ભસ્મ, માળા, ધૂપ, પુષ્પ, દેવ ( મૂર્તિ અગર છબી. ) ]

આપણા ઉપર તેત્રીશ કરોડ દેવતાઓનો હક્ક છે અને આપણે પણ તે સૌ માન્ય છે પણ તે તમામ આપણા સીંહાસનમાં સમાય તેમ નથી માટે શીવ અગર વિષ્ણુ અગર તે બેઉની એકેકી મૂર્તિ પુજનમાં પધરાવવી. વધારે દેવ ભેળા કરવાથી પ્રેમ ઘટી જશે-" થોડું કરો પણ અથાગ પ્રેમથી કરો. "

થોડા દેવ હશે તો તમારા આળસુ-જુલપ્રાવાળા પુત્રો પણ કોઇ દિવસે શેવા કરશે. કારણકે તેઓ આવી જાજી તરખડમાં ઉતરવા રાજી હોતા નથી.

**ભાવના**—'કોઇ પણ આવશ્યક કાર્ય શરૂ કર્યા પહેલાં તેમાં શ્રદ્ધાને કેળવવી જોઇએ' એવો ઉન્નતિનો નિયમ છે કારણ કે–

"શ્રદ્ધા સકળ સુખમૂળ છે, શ્રદ્ધા વિના બધું ધૂળ છે."

માટે ઉપર પ્રમાણે તૈયાર થયા પછી આ કાર્યમાં શ્રદ્ધાને કેળ-વવા માટે સ્વસ્થ ચિતથી મનને પૂછવું કે–હું કોણ છું? અને મારૂં કર્તવ્ય શું? તેના જવાબમાં વિચારવું કે—

૧. જે આર્યોના પવિત્ર અને સાદા જીવનની સુગંધ અદ્યા-પિપર્યંત સમસ્ત દુનિયાના તત્ત્વેતાઓને આનંદ આપી રહી છે— જેઓનાં સંતોષ અને સદાચરણ, અનુકરણ કરનારને, અદ્યાપિપર્યંત ફળ આપી રહ્યાં છે; જેઓનાં લખેલાં સદ્‌ગ્રંથોનો વારસો દુનિયા હજી સુધી ભોગવી રહી છે–તે સમર્થ આર્યોમાંના એકનો હું **બાળક છઉં–માટે પામરપણું મને છાજતું નથી**–સિંહનાં બચ્ચાં સિંહ હોવાં જોઇએ.

૨. જે ધર્મમાં રામકૃષ્ણાદિ નામ ધારણ કરીને સાક્ષાત્ ઇશ્વરે અવતાર લીધા છે, જે ધર્મમાં વેદ, ઉપનિષદો, ગીતા, પુરાણો અને સ્મૃતિઓ આદિ અખુટ જ્ઞાનધન છે, અને જે ધર્મના શિક્ષણ માટે શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, સ્વા-મીશ્રી સહજાનંદજી, ભક્તરાજ કબીર, નરસિંહમહેતા, તુકારામ, મીરાં, મહાત્મા તુલસીદાસજી, મહાત્મા રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદજી આદિ સમર્થ સંતો લીલાતનુ ધારણ કરી ગયા છે, તે સનાતન ધર્મનો હું એક અનુયાયી છઉં–**માટે નાસ્તિકતા મને ઘટતી નથી.**

૩. પ્રભુના નામ સિવાય કોઇ અમર નથી. આ મારો દેહ પણ

એકવાર પડવાનો છે અને તેની સાથે આ જે **મારૂં** દેખાય છે તે પણ ધૂળના થવાનું છે. માટે મારે દેહના સુખના કરતાં આત્મિક સુખ માટે વધારે પ્રયત્ન કરવો જોઇએ. હું અંદરથી બોલું છઉં તે ચૈતન્ય સ્વરૂપ છઉં. આળસ, અનીતિ અને એશારામ આ લોક અને પરલોક બગાડનારાં છે. ( જેવી ભાવના તેવું ફળ સમજી ભાવના ઉત્તમ કરવી જોઇએ.)

**તિલક ધારણવિધિ**—પુરૂષોએ કેસરનાં તિલક કરવાં, સધવા સ્ત્રીઓએ કુમકુમના ચાંદલા તથા વિધવા સ્ત્રીઓએ ભસ્મના તિલક કરી, ભાગ્યોદય માની રાજી થવું. તિલક કરતી વેળાએ ૐ નમઃ શિવાય અગર શ્રી રામાય નમઃ અગર શ્રી કૃષ્ણાય નમઃ એ મંત્રોનું ઉચ્ચારણ કરવું.

**શિખા બંધનમ્**—( પુરૂષોનેજ ) ઉપલા ત્રણમાંથી ગમે તે મંત્ર બોલી શિખા બાંધવી.

**આચમન વિધિ**—તમામને-ઉપલા ત્રણમાંથી ગમે તે મંત્ર બોલી ત્રણ આચમન કરવાં, પછી જમણો હાથ ધોઇ નાંખવો.

**આસન શુદ્ધિ**—નિચેનો શ્લોક પ્રેમથી બોલવો. " અપવિત્રઃ પવિત્રો વા, સર્વાવસ્થામ્ ગતોપિવા, યઃસ્મરેત્ પુંડરિકાક્ષમ્, સઃ બાહ્યાભ્યંતરઃ શુચિઃ "

**અર્થ**—" હે નાથ ! કમળ સરખી આંખોવાળા પ્રભુનું જે સ્મરણ કરે તે ગમે તેવી અવસ્થામાં ગયો હોય તો પણ અંતર અને બહારથી પવિત્ર છે. "

**માનસિક પુજા વિધિ**—પ્રથમ સંકલ્પ-અત્રાદ્ય મહામાંગલ્ય ફલપ્રદ, અમુક માસે, અમુક પક્ષે, અમુક તિથૌ, અમુક વાસરે, શુભ નક્ષત્રે, શુભરાશિસ્થિતે ચંદ્રે, શુભ પુણ્ય તિથૌ, મમ પાપ ક્ષયાર્થે, શ્રી વિષ્ણુ અથવા શિવ પુજનમ્ અહમ્ કરીષ્યે. "

આ પ્રમાણે બોલી પાણી નીચે મુકવું. પછી પોતાની સામે જે છબી હોય તેને લુછી નાંખવી, કેસરનું તિલક કરવું, પુષ્પનો હાર પહેરાવવો. પછી પ્રાણાયામ અગર ૮-૧૦ શ્વાસ પ્રશ્વાસથી ચિત્તવૃત્તિ શાંત કરી સામે રાખેલી છબીને પલક માર્યા વિના આંખ રાખી, બરાબર નિહાળવી. આશરે પાંચેક મીનીટ આ પ્રમાણે કીધા પછી આંખો બંધ કરી દેવી અને અવાજ ન થાય તેમ મનમાં–સ્તુતિ કરવી કે "હે નાથ! મારા હૃદયમાં પ્રગટ થાઓ–પ્રગટ થાઓ. પાપીને પાવન કરો–તમે હૃદયમાં બિરાજો છો એવું શાસ્ત્ર તથા સદ્‌-ગુરૂદ્વારા જાણ્યું છે. આપને નિહાળવાની તીવ્ર ઇચ્છા થઈ છે." દર્શન ન થાય તેથી અકળાવું નહીં–પ્રયત્ન ચાલુ રાખવો. સહેજ ભાસ થાય એટલે મનથી પ્રભુના અગર સદ્‌ગુરૂના (છબીમાં જે હોય તેના) ચરણો પંચામૃતથી ધોઇ આચમન લેવું–વસ્ત્રો ધરાવવાં, તુળશી અગર પુષ્પનો હાર પહેરાવવો–પુષ્પથી વધાવવા. પછી ૧૦૮ ઘીના દીવાથી આરતી ઉતારવી. (આ માનસીક સેવા છે ગભરાશો નહીં એક પાઇનો પણ ખર્ચ નથી.) પછી પ્રભુનાં દર્શન કરી આરતી માટે દીવો સળગાવવો (પણ તેમ કરતાં જરાએ અવાજ ન થવો જોઇએ. સૌની પાસે દીવાસળીની પેટી હોવી જોઇએ).

## આરતિ.

આનંદ મંગળ કરૂં આરતિ,
સદ્‌ગુરૂ સંતની સેવા;
પ્રેમ ધરી મંદિર પધરાવ્યા,
સુંદર સુખડાં લેવાં. આનંદ૦
સકળ તિરથ મારા સદ્‌ગુરૂ ચરણે,
ગંગા જુમના રેવા;

કેહે પ્રીતમ ઓળખો અણસારે,
સદ્ગુરૂ ગોવિંદ જેવા. આનંદ૦

**સ્તુતિઃ**—હે સદ્ગુરૂદેવ, ! આપના ઉપદેશરૂપી જળથી, અમારાં-મન પવિત્ર થાઓ-અમારાં મનોબળ વિકાસ પામો, અને અમે ધર્મના ખરાં રહસ્યો જાણીને મસ્ત બનીએ. એવાં આશીર્વચનો આપોજી.

ઉપર પ્રમાણે કીધા પછી જો વખત હોય તો એક બે માળા ફેરવવી. અને બરાબર સાત વાગતે હમેશના રીવાજ મુજબ નીચેના ત્રણ મંત્રો બોલી પુજા વિધિ સમાપ્ત કરવી.

**૧ હું ચૈતન્ય સ્વરૂપ છઉં.**

**૨ મારે રાગદ્વેષ ન જોઇએ.**

**૩ મારા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર મટી જવા જોઇએ.**



પછી નીચેના સ્તોત્રથી પ્રભુ સામે ઉભા રહીને સ્તુતિ કરવી.

## શ્રીમદ્ આચાર્ય મહા પ્રભુજીની વાણી.

### શ્રી કૃષ્ણાશ્રય સ્તોત્રં

**સર્વમાર્ગેષુ નષ્ટેષુ, કલૌ ચ ખલધર્મિણિ;**
**પાખંડપ્રચુરે લોકે, કૃષ્ણ એવ ગતિર્મમ. ॥૧॥**

**અર્થ**—દુષ્ટ ધર્મવાળા કલિયુગમાં એટલે જેમાં વિષયોના હજારો રસ્તા ખુલ્લા થઈ ગયા છે એવા-તાત્પર્ય જીવને ઉતરી પડતાં જરાપણ વાર ન લાગે તેવા કલીયુગમાં, સર્વ વેદોક્તમાર્ગ નાશ પામી ગયા છે-તાત્પર્ય વેદોક્તકર્મ કોઈ યથાસ્થિત કરી શકતા નથી અને લોકો પણ ઘણા પાખંડી બની ગયા છે તેવા સમયમાં એક શ્રી કૃષ્ણજ મારી રક્ષા કરનાર છે-તાત્પર્ય-મારી નજર તેમના ચરણમાં ઠરે છે.

**મ્લેચ્છાક્રાન્તેષુ દેશેષુ, પાપૈકનિલયેષુ ચ;**
**સત્પીડાવ્યગ્રલોકેષુ, કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૨ ॥**

**અર્થ**—યવનોથી ઘેરાએલા–દબાએલા અને હજારો પાપના સ્થાનરૂપ થએલા તથા જેમાં સત્પુરૂષોને દુઃખ પડવાથી જનસમાજ ઉદાસિ બની ગયો છે તેવા આ દેશોમાં માત્ર શ્રી કૃષ્ણ જ મારિ રક્ષા કરનાર છે–મારી નજર તેમના ચરણમાં ઠરે છે.

**ગંગાદિતીર્થવર્યેષુ, દુષ્ટૈરેવાવૃતેષ્વિહ;**
**તિરોહિતાધિદૈવેષુ, કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૩ ॥**

**અર્થ**—ઇહ એટલે આ વખતે ગંગાદિ ઉત્તમ તીર્થો પણ દુષ્ટ પુરૂષોથી રોકાઇ ગયાં છે. તે તીર્થોના અધિષ્ટાતા દેવો પણ ચાલ્યા ગયા છે; ઉત્તમ તીર્થોની આવી દશા થઇ છે તે વખતે માત્ર શ્રીકૃષ્ણજ મને બચાવનાર છે–મારી નજર તેમના ચરણમાં જ ઠરે છે.

**અહંકારવિમૂઢેષુ, સત્સુ પાપાનુવર્તિષુ;**
**લાભપૂજાર્થયત્નેષુ, કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૪ ॥**

**અર્થ**—સત્પુરૂષો–બ્રાહ્મણ, સાધુ, આચાર્યો અગર સારા સારા ગણાતા વૈષ્ણવો–પણ અત્યારે અંહકારમાં ઘેલા બની ગયા છે તથા લાભ ( સ્વાર્થ ) અને મોટાઇ અગર શોભા માટે એટલે સજ્જનો પણ સ્વાર્થ સાધવા માટે તથા નાતજાતમાં અગર દેશમાં મોટા થવા માટે પાપ કરવામાં રચ્યા પચ્યા છે–સિંહ થઇ ખડ ખાવા લાગ્યા છે–તેવે વખતે મારી નજર તો માત્ર શ્રી કૃષ્ણના ચરણમાંજ ઠરે છે.

**અપરિજ્ઞાનનષ્ટેષુ, મંત્રેષ્વવ્રતયોગીષુ;**
**તિરોહિતાધિદૈવેષુ, કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૫ ॥**

**અર્થ**—ભલે મંત્રો બોલાય છે પણ મંત્રો સબંધી પરિપૂર્ણ જ્ઞાન નહીં હોવાને લીધે તથા બ્રહ્મચર્યાદિ રૂડા વ્રતોથી જેઓ રહિત

બની ગયા છે તેવા યોગીઓ-બ્રાહ્મણ સાધુ અગર આચાર્યો-તેઓની પાસે આ મંત્રો જવાથી, તે મંત્રોના દેવો ચાલ્યા ગયેલા છે; એવી જ્યારે ધર્મની સ્થિતિ છે ત્યારે તો મારી નજર શ્રી કૃષ્ણના ચરણમાં જ ઠરે છે. આ શ્લોકનો અર્થ વિશેષ ટુંકાણમાં કહીએ તો જ્યારે બ્રાહ્મણ, સાધુ અગર આચાર્યો-બ્રહ્મચર્યાદિ રૂડા વ્રતોથી યુક્ત ન હોય ત્યારે તેઓથી ભણાએલા મંત્રોનું ફળ તે મંત્રોના દેવો આપી શકતા નથી.

**નાનાવાદવિનષ્ટેષુ, સર્વકર્મવ્રતાદિષુ;**

**પાખંડૈકપ્રયત્નેષુ, કૃષ્ણ એવ ગતિર્મમ. ॥ ૬ ॥**

**અર્થ**—નાના પ્રકારના વાદવિવાદથી-કુતર્કોથી સર્વ કર્મ તથા વ્રત નાશ પામી ગયાં છે અને કદાચ હજી કયાંઇક કર્મવ્રત છે તો તેમાં કાંઇક પાખંડનો પ્રયત્ન રહેલો હોય તેમ જણાય છે-તાત્પર્ય ક્રિયા કરાવનાર પવિત્ર જોઇએ, ક્રિયા કરનાર પૂર્ણ આસ્થાવાળો જોઇએ અને સમિધો પણ પવિત્ર જોઇએ-વિગેરે જયાં નથી એવા સમયમાં મારી નજર તો શ્રી કૃષ્ણના ચરણમાં ઠરે છે.

**અજામિલાદિદોષાણાં, નાશકોઽનુભવે સ્થિતઃ**

**જ્ઞાપિતાઽખિલ માહાત્મ્યઃ, કૃષ્ણ એવ ગતિર્મમ ॥૭॥**

**અર્થ**—અજામિલ જેવા ઘણા અધર્મીઓના દોષોના નાશ કરનાર, અને તેમ થવાથી જેનો મહિમા જગપ્રસિદ્ધ છે અને જે શ્રી કૃષ્ણ અનુભવમાં ઉભેલા છે-અનુભવથી સમજાય તેવા છે, તે શ્રી કૃષ્ણના ચરણમાં મારી નજર ઠરે છે.

**પ્રાકૃતાઃ સકલા દેવા, ગણિતાનંદકં બૃહત્ ।**

**પૂર્ણાનંદો હરિસ્તસ્માત્કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૮ ॥**

**અર્થ**—સર્વ દેવો ઇશ્વરની મહાન શક્તિને આધિન છે અને જે અક્ષર બ્રહ્મ છે તે પણ જેને સમજાય તેને જ એટલે માત્ર થોડા-

નેજ આનંદ આપનાર છે. પણ શ્રી કૃષ્ણ તો પૂર્ણાનંદ છે માટે મારી નજર શ્રી કૃષ્ણના ચરણમાં ઠરે છે.

**વિવેકધૈર્યભકત્યાદિ, રહિતસ્ય વિશેષત: ।**
**પાપાસક્તસ્ય દીનસ્ય, કૃષ્ણ એવ ગતિર્મમ ॥ ૯ ॥**

**અર્થ**—હું કે જે વિવેક, ધૈર્ય અને ભક્તિ વિગેરે (રૂડા) સાધનથી રહિત છઉં તથા ઘણેખરે ભાગે પાપમાં પ્રીતિ કરવાવાળો છઉં—અને આ પ્રમાણે સાધન રહિત હોવાથી દીન છઉં—તેને તો શ્રી કૃષ્ણના ચરણ એજ સાચો આધાર છે.

**સર્વસામર્થ્યસહિત:, સર્વત્રૈવાખિલાર્થકૃત;**
**શરણસ્થસમુદ્ધારં, કૃષ્ણં વિજ્ઞાપયામ્યહમ્ ॥ ૧૦ ॥**

**અર્થ**—જે શ્રીકૃષ્ણ સર્વસામાર્થ્ય યુક્ત છે, તથા જેઓ દેશ-કાળ વર્ણ તથા આશ્રમ તથા ગમે તે અવસ્થામાં રહેલા ભકતોના મનોરથોને પરિપૂર્ણ કરનાર છે એવા તથા જેઓ શરણે આવેલાનો ગમેતેવી રીતે ઉદ્ધાર કરવાવાળા છે એવા શ્રી કૃષ્ણને હું વિનંતી કરૂ છઉં કે—

**કૃષ્ણાશ્રયમિદં સ્તોત્રં, ય: પેઠેત્કૃષ્ણ સન્નિધૌ ।**
**તસ્યાશ્રયો ભવેત્કૃષ્ણ, ઇતિશ્રીવલ્લભોઽબ્રવીત્ ॥ ૧૧ ॥**

**અર્થ**—' આ સ્તોત્રનો જે કોઈ શ્રી કૃષ્ણની પાસે પાઠ કરે તેને શ્રી કૃષ્ણ આશ્રય આપે ' એવી સ્તુતિ શ્રીમદ્ વલ્લભાચાર્યે કરી છે.

---

## શ્રીકૃષ્ણ સ્મરણં.

### ( શ્લોક-વસંતતિલકા વૃત્ત )

**શ્રીકૃષ્ણ કૃષ્ણ વ્રજવર્ધન કૃષ્ણ કૃષ્ણ,**
**શ્રીકૃષ્ણ કૃષ્ણ મુરમર્દન કૃષ્ણ કૃષ્ણ;**

શ્રીકૃષ્ણ કૃષ્ણ વ્રજભૂષણ કૃષ્ણ કૃષ્ણ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ મધુસૂદન કૃષ્ણ કૃષ્ણ. ॥ ૧ ॥
શ્રીકૃષ્ણ કૃષ્ણ પુરૂષોત્તમ કૃષ્ણ કૃષ્ણ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ ગતિસત્તમ કૃષ્ણ કૃષ્ણ;
શ્રીકૃષ્ણ કૃષ્ણ ગિરિધારણ કૃષ્ણ કૃષ્ણ;
શ્રીકૃષ્ણ કૃષ્ણ જનતારણ કૃષ્ણ કૃષ્ણ. ॥ ૨ ॥

**સૂચના:**—આ પોથીમાં પાસ થનારને ત્રીજી પોથી મફત આપવામાં આવશે તે પોથીમાં સુંદર **અને** સહેલા શ્લોકો, સ્તોત્રો તથા પદો છે. **વ્યવસ્થાપક.**

---

## લાખવાતની એક વાત.

### તમામ શાસ્ત્ર પુરાણ તથા વેદનું તત્વ.

**વર્તનમાં મુકે તેના અહોભાગ્ય.**

બિન વિશ્વાસ ભક્તિ નહિ, તેહિ બિનુ દ્રવહિ[1] ન રામ;
રામ કૃપા બીનુ સપનેહુ, મનકી લહે વિશ્રામ. સિયા૦ ૧
પરધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
ઇતને કર હરિ ના મીલે, (તો) તુલસીદાસ જમાન. સિયા૦ ૨
મોસમ દીન ન દીનહિત, તુમ સમાન રઘુવીર;
અસ વિચારિ રઘુવંશ મણી, હરહુ [2]વિષમ [3]ભવપીર. સિયા૦ ૩
કામી નારી પીયારી જીમિ, લોભી પ્રીય જીમિદામ.
તિમિ રઘુનાથ નિરંતર, પ્રિય લાગહુ મોહિ રામ. સિયા૦ ૪
ગીરિજા સંત સમાગમ, સમ ન લાભ કછુ [4]આન;

---

૧ પ્રસન્ન થવું. ૨ મહા ત્રાસ આપે એવી. ૩ જન્મ મરણ. ૪ બીજો.

બીનુ હરિ કૃપા ન હોય સો, ગાવહિ વેદ પુરાણ. સિયા૦ ૬
ઉમા જે [5]રામ ચરણરત, [6]વિગત કામ મદ ક્રોધ;
નિજ પ્રભુમય દેખહિ જગત, [7]કાસન કરહિ વિરોધ. સિયા૦ ૬
તવ માયાવશ જીવ જડ, [8]સંતત ફિરે [9]ભુલાન;
તેહિ પર ક્રોધ ન કરિય પ્રભુ, કૃપાસિંધુ ભગવાન. સિયા૦ ૭
રામચંદ્રકે ભજન બિનુ, જો ચહ પદ [10]નિર્વાણ;
જ્ઞાનવંત અતિસોપિ નર, પશુ બિનુ પુચ્છ [11]વિષાણ સિયા૦ ૮
[12]રાકા શશિ [13]શોડપ ઉગહિ, તારા ગણ સમુદાય;
સકલ [14]ગીરિન દવ લાગીએ, રવિ બિનુ રાતિ ન જાય. સિયા૦ ૯
[15]શ્રીમદ્ વક્ર કિન્હ કેહિ; પ્રભુતા બધિર ના કાહિ;
મૃગ નયનિકે નયન શર, કો અસ લાગુ ન જાહિ. સિયા૦ ૧૦
જીવનમુક્તા [16]બ્રહ્મપર, ચરિત સુનહિ તજી ધ્યાન
જે હરિ કથા ન કરહિ [17]રતિ, તીનકે હૃદય પાષાણ. સિયા૦ ૧૧
સો [18]પરત્ર દુઃખ પાવહિ, શિર ધુનિ ધુનિ પુછિતાઇ;
કાલહિ કર્મહિ ઇશ્વરહિ, મિથ્યા દોષ લગાઇ. સિયા૦ ૧૨

---

૫ ચરણમાં પ્રીતિવાળો–પ્રભુના ચરણ નીતિ અને વૈરાગ્ય જેને નીતિ અને વૈરાગ્યમાં પ્રીતિ છે એવો ભક્ત. ૬ કામ, મદ અને ક્રોધ રહિત. ૭ કોની સાથે ૮ હમેશ. ૯ ભુલમાં પડીને. ૧૦ મોક્ષ. ૧૧ શીંગડું. ૧૨. પુનમ. ૧૩ સોળ કળાથી. ૧૪ ડુંગરોમાં અગ્નિ ૧૫ ધન મળ્યા પછી કોણ વાંકા થયા નથી–કોની આંખ ફાટી નથી, પ્રભુતા ( એટલે વૈભવ ) મળતાં ગરીબોની દાદ કોણ સાંભળે છે ? મૃળનયની ( એટલે સુંદર સ્ત્રી ) ના બાણ કોને વાગ્યા નથી ? ૧૬ બ્રહ્મ પરાયણ. ૧૭ પ્રેમ. ૧૮ આખરે.

જે ન તરહિ ભવ સાગરહિ, [૧૯]નર સમાન અસપાઇ;
સોકૃત નિંદક [૨૦]મંદમતિ, આતમ હનગતિ જોઇ. સિયા૦ ૧૩
એસે [૨૧]અધમ મનુજ ખલ, કૃત યુગ ત્રેતા નહિ;
દ્વાપર કછુક વૃંદ બહુ, હોઇહે કલીયુગ માંહિ. સિયા૦ ૧૪
સંત પંથ [૨૨]અપ વર્ગ કે, કામિ ભવ કર પંથ;
કહહિ સંત કવિ [૨૩]કોવિદ, શ્રુતિ પુરાણ સદ્ગ્રંથ. સિયા૦ ૧૫
નહિ વિદ્યા નહિં બાહુબળ. નહિ ખર્ચનકો દામ;
મોકો પતિત નિભાવિએ સિયારામ ઘનશ્યામ. સિયા૦ ૧૬

## પ્રભુ પ્રાર્થના.

### પદ.

મ્હાનાની પત રાખ-પ્રભુ તારા મ્હાનાની પત રાખ.
મ્હાના માટે જો દુ:ખ દેશો તો કોણ જપે તારો જાપ-પ્રભુ તારા૦
ઝેર હતાં તેને અમૃત કીધાં, રાખી મીરાની લાજ-પ્રભુ તારા૦
રોહીદાસનું તમે શ્રીફળ લીધું, ન જોઇ જાત કે ભાત-પ્રભુ તારા૦
તાતીકઢા તમે શીતળ કીધી, સુધન્વાને કાજ-પ્રભુ તારા૦
મહેતાને મંડળીક મારવા આવ્યો, કેદારો લાવ્યા મધરાત-પ્રભુ તારા૦
તુળસીના સ્વામીને કહું કરજોડી, અંતરની પુરજો આશ-પ્રભુ તારા૦

### શ્લોક.

**યેહિ સંસ્પર્શજા ભોગા, દુ:ખ યોનય: એવ તે;**
**આદ્યંતવંત: કૌંતેય, ન તેષુ રમતે બુધા: ॥**

ભગ. ગી. અ. ૫-૨૨.

---

૧૯ આવો મનુષ્યદેહ ૨૦ મુર્ખનો સરદાર, ૨૧ ખળપુરૂષ.
૨૨ સુખને માટે ૨૩ ડાહ્યા-વિદ્વાન.

# મોક્ષ મંદીર.

## અમદાવાદ—હાજાપટેલની પોળ.

મોક્ષ મંદીર શું છે અને શું કામકાજ કરે છે તે સંબંધી ગુજરાત તથા ગુજરાત બહાર ઘણા લોકો સમજી શક્યા છે. મોક્ષ મંદીરમાં શ્રીમદ્ ભાગવત્ ઉપર થતાં અસરકારક વ્યાખ્યાનો મોક્ષ પત્રિકા નામના માસિકમાં ૨૦૦૦ નકલથી પ્રગટ થાય છે. તોપણ તે માસિકનો હજી જેટલો ફેલાવો થવો જોઇએ તેટલો થયો જણાતો નથી. કારણકે તે વ્યાખ્યાનોના પ્રતાપથી લોકોને તન મન અને ધન ત્રણેનો લાભ થયો છે. ભાષા સાદિ અને સરલ છતા ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન છે. ઉપદેશ સર્વ ધર્મી હોવાથી જૈન, ઢુંઢીયા, સ્વામીનારાયણ, શૈવો, વૈષ્ણવો, પારસી વિગેરે તેનો બ્હોળો ઉપયોગ કરે છે. એક માસે સો રૂપૈયા ખર્ચતાં પણ ન મળે તેવો લાભ વરસ દહાડે માત્ર રૂ. ૨) ભરવાથી ઘેરબેઠાં મોક્ષ મંદીરની કથા સંભળાય તેવી આ યુક્તિ છે—ટેલીફોન અગર ફોનોગ્રામ છે. દરેક સજ્જન સ્ત્રી પુરૂષને ઘરમાં સત્કાર કરવા લાયક માસીક છે.

બે રૂપૈયામાં બાવીસનો લાભ થાય તો બીજી સાલ ચાલુ રાખવું. સદરહુ માસીક સંવત ૧૯૭૬ ના માઘ માસથી પ્રગટ થાય છે. ચાલુ સાલના માઘથી ત્રીજું વરસ બેઠું. ૭૬ તથા ૭૭ ની સાલના તમામ અંકો પાકાં પુંઠાથી બંધાવી બંધામણીના ૦—૮—૦ લીધા વિના દરેકના રૂ. ૨—૨—૦ થી બહારગામ પોસ્ટ દ્વારા મોકલાય છે. અહીં મંદીરે જઈ લઇ જનાર પાસેથી માત્ર રૂ. ૨) લેવાય છે.

પુસ્તકના પ્રમાણમાં તેની કીંમત ઘણી જુજ છે. હવે નકલો થોડી છે માટે ધાર્મિક જીવન કળા શીખવાની ઇચ્છા હોય તો આજસે

ન કરશોજી. પૈસા ખરચવા ન ગમે તો કોઇક દિવસ સવારમાં આ વાગતે કથામાં તો પધારજો. જોવા જેવું છે તે ઉપરાંત નીચેના પુસ્તકો પણ પ્રગટ થયાં છે.

**મોક્ષવાણી**—તુલસીદાસ કૃત રામાયણમાંથી ચુંટી કાઢેલા ઉત્તમ ઉત્તમ પ્રસંગો ચોપાઇ સાથે ગુજરાતી ટાઇપમાં તથા ગુજરાતી ટીકા સહિત ત્રેવીસ ફરમાનું પુસ્તક. ૦–૮–

**મોક્ષમણી પ્રથમ ભાગ**—શ્રી શંકરાચાર્યનું ચર્પટ પંજરીકા નામનું સ્તોત્ર શ્લોકો પદચ્છેદ વિગેરે તમામ ગુજરાતી ટાઇપમાં ... ... ... ... .. ૦–૧–

**મોક્ષમણી બીજો ભાગ**—શ્રી શંકરાચાર્યનું મોહમુદગર (ઉપર પ્રમાણે) પુસ્તકો ખલાસ થઈ ગયા છે. ૦–૧–૩.

**મોક્ષમણી ત્રીજો ભાગ**—શંકરાચાર્યનો તત્વબોધ (ઉપર પ્રમાણે) ... ... ... ... ... ૦–૩–૦

**મોક્ષમણી ચોથો ભાગ**—શ્રી શંકરાચાર્યનો આત્મબોધ (ઉપર પ્રમાણે) ... ... ... ... ૦–૩–૬

**મોક્ષમણી પાંચમો ભાગ**—મહાત્મા તુલસીદાસજીની મણીરત્નમાળા (ઉપર પ્રમાણે)... ... ... ૦–૨–૦

**ચાર ભાગો**—એક પુસ્તકમાં બાંધેલા ... ... ૦–૮–૩

(મોક્ષમણી—મંગાવનારે દરેક ભાગે ૦–૦–૬ પોસ્ટેજ મોકલવું).

રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગ—પદચ્છેદ, ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત—કીંમત ૦–૧૨–૦ બાર આના છે.

વિદ્યાર્થી પાસેથી [illegible] ૦–૮–૦

